શ્રી

# ગુહલી સંગ્રહ

કર્તા

મુનિ શ્રી રત્નવિજયજી.

શાસ્ત્રવિશારદ શ્રી વિજયધર્મસૂરીના શિષ્ય.

[illegible]

શ્રી જૈનધર્મ વિજય પુસ્તકાલય

વીરમગામ.

સંવત ૧૯૮૮ [illegible] સન ૧૯[illegible]

કીંમત એક આનો.

શ્રી

# ગુહલી સંગ્રહ.

લેખક,

આચાર્ય મહારાજશ્રી વિજયધર્મસુરિશ્વરજી

શિષ્ય મુનિ મહારાજ રત્નવિજયજી.

( મુનીપતી રાસના કર્તા.)

છપાવી પ્રસિદ્ધ કર્તા,

શ્રી જૈનધર્મ વિજય પુસ્તકાલય

તરફથી

ઝવેરી પોપટલાલ કેવળભાઇ.

મુ. વિરમગામ.


આવૃત્તિ ૧ લી—પ્રત ૧૦૦૦.

વીર સંવત ૨૪૪૫–સંવત ૧૯૭૫.

કીંમત એક આનો.

# પ્રસ્તાવના.

—❧○❧—

સાક્ષર મહાશયોને વિદિત થાય કે દેરાસરોમાં અર્હન ભગવાન સમક્ષ આપણી આંતરિક અભિલાષાઓ રજુ કરવા માટે યોગ્ય યથાર્થ શબ્દો અને મતલબની જરૂર છે, તે બને સફલ કયારે થાય કે જ્યારે યોગ્ય બંધારણ રૂપે કવિતાઓ હોય છે. પદ્ય બંધાનુસારે આત્માની અંદર ઊર્મિઓ જાગૃત થાય છે, અને તેમાં જઘન મધ્યમ ઉત્કૃષ્ટ એ ત્રણ સ્થિતિ સ્થાપકતા સ્થાયી ભાવ પ્રગટાવે છે જે પ્રભુ ભક્તિમાં વિશેષ વૃદ્ધિ કરાવી ભક્તને તીર્થંકર ગોત્ર બંધાવી આપે છે, અનંત કર્મોની મહા નિર્જરા કરાવી પરમ પદ પ્રાપ્તિમાં અનંતર કારણરૂપે જિનભક્તિજ મુખ્ય ગણાવી છે. તેને અંગે મહા પુરૂષોની હૃદયવાણી વીણા સ્વર સાથે પ્રભુ સ્તવના કરે છે. તે શુભ પ્રવૃત્તિને આચારમાં મૂકવા માટે ખાશ આ પદ્ય રચના કરવામાં આવી છે જેની અંદર પ્રભુ સ્તુતિ, શાસ્ત્ર સ્તુતિ, ક્રિયા સ્તુતિ, ગુરૂ સ્તુતિ, પર્વ સ્તુતિ, આત્મનિંદા, અનિત્યાદિ ભાવનાઓ, વસ્તુ ધર્મ સ્વરૂપ, મુનિ મહાત્મ્ય, મુનિ વેષ મહાત્મ્ય, થાપનાચાર્ય સ્તુતિ, સકલ સંઘ સ્તુતિ. ઈત્યાદિ વિષયોમાં યત્ કિંચિત્ પરિશ્રમ કરવામાં આવ્યો છે. તેમાં

પ્રમાદ વસતઃ દુષણ અશુદ્ધિ થવા પામી હોય તો તે સુજ્ઞ મહાશયોએ સુધારી લેવું. હંશવત્ ક્ષીરનર ન્યાયે શુભ દૃષ્ટા થવું.

વળી આ ગુંહલી સંગ્રહ પ્રગટ કરવામાં દોશી આશારામ મગનલાલ, સંઘવી ચિમનલાલ કેશવજી, શાહ બાલચંદકરશન તથા શાહ કસ્તુર ઉજમશી વિગેરે ગુણાનુરાગી બંધુઓ તરફથી જે સહાય આપવામાં આવી છે તે સાભાર સતકારી છે. એજ.

આગશર શુદી પુર્ણીમા.
તા. ૧૭-૧૨-૧૯૧૮.

લ. પ્રસિદ્ધ કર્તા.
શ્રી જૈનધર્મવિજય પુસ્તકાલય.
વિરમગામ.



॥ ॐ नमः ॥

॥ श्री पार्श्वनाथाय नमः ॥

# શ્રી ગુહલી સંગ્રહ.

## વૈરાગ્યની.

[ બેની ગણધર આવ્યા છે ચાલો—એ રાગ ]

પંથી પંથકરી થાકયો ઘણું રે, પંથી પંથ કીધો છે અપારરે;
મુશાફર પંથી " વિશ્રામ લેવું વીર નામનું " એ ટેક
પંથી સૂક્ષ્મ રાશિના ઘર થકી, પંથી નિકલી આવ્યો બહારરે;
મુસાફર પંથી ' વિશ્રામ લેવું વીર નામનું. "
પંથી બાદર રાશી મેદાનમાં, પંથી ભટકયો કાલ અપારરે. મુ૦
વાલા અખાલી રાખ્યો નહિ, પંથી લોકાકાશ મુજારરે. મુ૦
પંથી ચાર ગતિ ચારે બાજુમાં, પંથી ચોરાસી લાખ છે ખંડરે મુ૦
પંથી કુલ કોડીના દેશમાં, પંથી રખડયો કાલ અખંડરે. મુ૦
પંથી નવ નવા મુલક તેં દેખીયા, પંથી ફરસ્યા ચારે ધામરે મુ૦
પંથી રાત દિવસ રહ્યો દોડતો, પંથી ઠરી બેઠા નહિ ઠામરે. મુ૦
પંથી વટેમારગુ મુનિરાજછે, પંથી સીધો બતાવે રાહરે. મુ૦
પંથી પર ઉપકાર કરી રહ્યા, પંથી માનો એની સલાહરે. મુ૦

પંથી સાતરાજ લાંબો પંથછે, પંથી ત્યાંછે તુજ ઘર બારરે. સુ૦
પંથી રાજકરે સિદ્ધરાજજી, પંથી નિરંજન નિરા કારરે. સુ૦
પંથી વોળાવા વીરનાં વ.કય છે, પંથી ચાલવું તાહરે હાથરે. સુ૦
પંથી બુદ્ધિવૃદ્ધિ સુ પસાયથી, પંથી ધર્મ રત્ન છે સાથરે. સુ૦



## સમકીતની ગુહલી.

સજની મોરી પાસ જીણંદને પૂજોરે—એ રાગ.

સજની મોરી સમકિત રત્ન આરાધોરે,
સજની મોરી ધર્મનું મર્મ એ લાધોરે;
સજની મોરી સડસઠ ભેદ સંભાલોરે,
સજની મોરી મિથ્યાંત્વ દુષણ ટાલોરે. ૧
સજની મોરી નિસર્ગ આદિ વખાણોરે,
સજની મોરી સમકિત રૂચિ દશ જાણોરે;
સજની મોરી ઉપશમ પ્રથમ વિચારોરે,
સજની મોરી ખાયક મિરત્ર કહીજેરે ૨
સજની મોરી સાસ્વાદાન રસ પીજેરે,
સજની મોરી વેદક દીપક તેમરે;
સજની મોરી સમકીત સું ધરો પ્રેમરે,
સજની મોરી અનંતાનુબંધી નિવારોરે. ૩
સજની મોરી ત્રણ મોહની પરિહારોરે,
સજની મોરી શુદ્ધ દેવ ગુરૂ ધર્મરે;

સજની મોરી સમજો એહનું મર્મરે,
સજની મોરી મેરૂ જેવા ગંજ કીધારે. ૪
સજની મોરી એ વિણુ કાજ ન સીધારે,
સજની મોરી સકલ ધર્મનું મૂલરે;
સજની મોરી તે સમકીત અનુકૂલરે,
સજની મોરી ગોશ્રૃંગ સરશવ કાલરે. ૫
સજની મોરી ફરસ્યાં થાય નિહાલરે,
સજની મોરી અર્ધ પુદ્દગલ માહેં સીઝેરે;
સજની મોરી તે સમકીત ધુર લીજેરે,
સજની મોરી કરણુ અપુરવ થાયરે. ૬
સજની મોરી મહાઆનંદ મલી જાયરે,
સજની મોરી ભાવનાચંદન સીતરે;
સજની મોરી ધર્મ રત્ન સમ ચિત્તરે. ૭



## પીસ્તાલીશ આગમની ગુહલી.

[ વાલો મ્હારો દીએછે દેશનારે—એ રાગ ]

સૂત્ર પીસ્તાલીશ સાંભળોરે, વિનય વિધિ બહુ માન;
તપ જપ ગુરૂ સેવા કરોરે, નરભવ હોય પ્રમાણ.
સૂત્ર પીસ્તાલીશ શાંભળોરે. એ ટેક. ૧
અંગ ઇગ્યાર વખાણીએરે, બાર ઉપાંગ ઉદાર;
દશ પયના ખટ ભેદ છેરે, મૂલ સૂત્ર છે ચાર. સૂત્ર. ૨

નંદી અનુયોગ ધારજીએ, ગણધર ભાષિત એહ;
સૂત્ર દીપક પ્રકટાવીએરે, હૃદય પ્રકાશ કરેહ. સૂત્ર. ૩
આગમ અક્ષર પૂજીએરે, સૂત્ર થાપના શાર;
મુક્તાફલ ગહુંલી કરીરે, પૂજા અષ્ટ પ્રકાર. સૂત્ર. ૪
એક અક્ષરનાં અર્થનોરે, કેવલી ન લહેપાર;
બલિહારી શ્રુત જ્ઞાનનીરે, જ્ઞાનીનો જ્ઞાન અપાર. સૂત્ર. ૫
જિન આગમ જિન થાપનારે, જગમાં હોય આધાર;
એ વિણુ શિવસુખ નહિ મલેરે, કરતાં ક્રોડ પ્રકાર. સૂત્ર. ૬
સૂત્રપાઠ સવા લાખછેરે, પંચાંગી દશ બાર લાખ;
પુન્ય ઉદય પૂરો હોવેરે, સુણવાનો અભિલાખ. સૂત્ર. ૭
ગામ નગર તે ધન્ય છેરે, ધન્ય તે ચઉવિહ સંઘ;
પીસ્તાલીશ આગમ સુણેરે, ધર્મ રત્ન દ્રઢ રંગ. સૂત્ર. ૮



## ચતુરવિધ સંઘની ગુહલી.

( રામ લક્ષમણ વનમાં સીધાવતાં—એ રાગ )

જૈનસાશન નંદન વન સમો, વળી સુરતરૂ ચઉવિહ સંઘ;
ને નિર્મલ ગંગ, "જયો સંઘ સુરતરૂ." એ ટેક. ૧
સાધુ સત્તાવીશ ગુણ ધરે, ધર્મ ધોરી ક્રિયા પાત્ર;
છે સંજમ જાત્ર, જયો સંઘ સુરતરૂ. ૨
ગુણ સતવીશની જે ખાણ છે, શુભ સાધવી બીજો સંઘ;
સદા શુભ રંગ, જયો સંઘ સુરતરૂ. ૩

રૂડા શ્રાવક વ્રતધર શોભતા, એકવીશ ગુણ ધરનાર;
શાશન શણગાર, જયો સંઘ સુરતરૂં. ૪
મહાસતી શુદ્ધ શ્રાવિકા, ધારે ગુણ એકવીશ;
પૂજે જગદીશ, જયો સંઘ સુરતરૂં. ૫
ચઉવિહ સંઘની થાપના, થાપે શ્રી વર્દ્ધમાન;
દેશ સર્વ ગુણઠાણ, જયો સંઘ સુરતરૂં. ૬
જનુ ગુણ ચઊ સંઘના, વાંદો પૂજો બહુમાન;
નમે ભગવાન, જયો સંઘ સુરતરૂં. ૭
અનંત કલ્યાણી સંઘ છે, સંઘ છે મોટો દેવ;
કરો સહુ સેવ, જયો સંઘ સુરતરૂં. ૮
શાશન જીવન સંઘ છે, માનો સંઘની આણ;
કહે ભગવાન, જયો સંઘ સુરતરૂં. ૯
શાશન નાયક દેવતા, આપો નિર્મલ જ્ઞાન;
કરો સાવધાન, જયો સંઘ સુરતરૂં. ૧૦
સત્ય બુદ્ધિબલ આપજો, થાપજો આતમ ધર્મ;
રત્ન શિવશર્મ, જયો સંઘ સુરતરૂં. ૧૧

## મુનિરાજની ગુહલી.

( મારૂં મન મોહ્યું રે શ્રી વિમલાચલે—એ રાગ. )

માહારૂં મન મોહ્યું રે, મુનિવર દરિશણે રે;
ક્યારે મલશે એવા સંત

તપ જપ કિરિયારે કરતા અહો નિશેરે
સતાવીશ ગુણવંત. માહારૂં મન.
દુઃખ દાવાનલ જગતથી વેગલારે, નિર્લોભી નિગ્રંથિ;
કાયાને માયારે કારમી જાણતારે, સાધે શિવપુર પંથ. મા•
ઉગ્ર વિહારેરે ગામ નગર ફિરેરે, કરતા જગ ઉપકાર;
બાવીશ પરીશહ સહન કરે સદારે, પાલે પંચ આચાર. મા૦
ઉપશમ રસમાં અહોનિશ ઝીલતારે, નકરે જુઠ ડફાણ;
નય નિક્ષેપ અપેક્ષા સાચવેરે, જ્ઞાનક્રિયા સાવધાન. મા૦
આચારી વિચારીરે બ્રહ્મચારી મહા મુનિરે, સાધે અપને દેહ;
કંચન કામનીથી રહે વેગલારે, મુનિ મત્તંગજ એહ. મા•
મૂલ ઉત્તર ગુણ જતિધર્મ પાલતારે, ટાલતા આહારના દોષ;
સુરતરૂ સુરમણિ સુરધેનુ સારિખારે, કરતો સંજમ પોષ. મા•
ત્રિભુવન તિલક મહામુનિ નિરખીનેરે, ગુરૂ ગૌતમ આવે યાદ;
સાડી ત્રણ કોટિ રોમ પ્રફુલ્લવેરે, મન નેત્ર પામે આલ્હાદ. મા•
ધનધન તે દિન ઘડી પલ જીંદગીરે, પુર પાટણ ધન ગામ;
ધનતે ભૂતલ ધનતે પ્રાણીયારે, જ્યાં હોય મુનિનો મુકામ. મા•
વિસ્વ પ્રકાશક વિસ્વ વત્સલ મુનિરે, ભવજલ તરણ જિહાજ
ધર્મરત્ન પદ પ્રણમે તેહનાંરે; નમો નમો મહા મુનિરાજ. મા•

## મુનિગુણની ગુહલી.

( શ્રેણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ રાગ )

ક્યારે મલશેરે મુનિવર એહવા, તારણ તરણ જિહાજોજી;
મુખડાં દીઠેરે દુઃખડાં વીશરે, મીઠડાં મહા મુનિરાજોજી. ક્યા. ૧
દુખ દાવાનલ જલતા જીવને, પુષ્કલાવર્ત સમાનોજી;
ભાવનાચંદન રસસમ વયણલે, વાંચે સરસ વખાણોજી. ક્યા. ૨
ધર્મધુરંધર ધર્મનાં દેવતા, ધર્મ દીપક ધર્મ વીરોજી;
સીલાંગરથનારે ધોરી મુનિવરૂ, સાગર જેમ ગંભીરોજી. ક્યા. ૩
ગુણ સતાવીશ નિર્મલ પાલતા, પાલે પચીશ છત્રીશોજી;
દર્શન દીઠાંરે દુખ નાઠાં સવે, નમો નમો સાધુ મુનીશોજી. ક્યા. ૪
પૂર્વ નિકાચિત પુન્ય ઉદય હોવે, શાશન દેવ સહાયોજી;
ધર્મ રત્નનીરે અતિ સુધરે જહા, ત્યારે દર્શન થાયોજી. ક્યા. ૫



## મુનિ વેશની ગુહલી.

( ભવિ તમે સુણજોરે સંસાર નાંતરારે—એ રાગ )

ભવિયણ પૂજોરે મુનિવર વેશનેરે, વેશ છઠા ગુણ ઠાણ;
વેશ તે વાડ કહી સંજમતણીરે, ભાખ્યો ભેખ ભગવાન. ભ૦ ૧
વેશ વિના નહિ વાંદે દેવતારે, કુરમા પુત્ર મુનિંદ;
વંદન પૂજન લાયક વેશછેરે, બાહુડ કુમર નરિંદ. ભ૦ ૨
ધર્મધ્વજ તે ધર્મ તણી ધજારે, મુહપતી મંગલીક;

ગોતમ પડગો ગુણ રયણે ભર્યોરે, તરપણી પાતરી ઠીક. ભ૦ ૩
કંઠાશણુથી જયણા જીવનીરે, દાંડો દેહરા રૂપ;
કપડા કંબલ ઝોલી પુંજણીરે, પડલા જયણા રૂપ. ભ૦ ૪
ચોલપટો કણદોરો શુભ સંથારીયોરે, ઉત્તર પટ સુખકાર;
પાટી પોથી ઠવણી સાંપડારે, નવકારવાલી સાર. ભ૦ ૫
ઇણિ પ્રકારે ઉપકારક કહ્યારે, ચારિત્રનાં ઉપકરણ;
મુજને હોજોરે ઇણભવે પરભવેરે, ભવોભવ એહનું શરણ. ભ૦૬
શ્રાવક રાખે નિજ ઘરે વેશનેરે, ભાવના ભાવે સાર;
ક્યારે ઉદયે આવે એ ભલોરે, ભેખ ભવાન ઉદાર. ભ૦ ૭
ભીખારી પણ ભેખ થકી થયોરે, સંપ્રતિ નામે ભૂપ;
જિન મંદિર મંડિત કરી મેદનીરે, થાશે સિદ્ધ સ્વરૂપ. ભ૦ ૮
વિસ્વ સકલને વશ કરવા ભણીરે, વશીકરણ મુનિવેશ;
ધર્મરત્નની થિરતા થાપીનેરે, ટાલે કર્મ કિલેશ. ભ૦ ૯



## જિનશાશનની ગુહલી.

( જીરે મારે શાંતિ જિનેશ્વર દેવ.—એ રાગ )

જીરે મારે જૈનશાશન સુખકાર,.ત્રિભુવન દીપક જગ જયોજીરેજી;
જીરે મારે એ વિણ ઘોર અંધાર, એહથી તિમિર દુરે ગયોજીરેજી.
જીરે મારે ખટદ્રવ્ય ગુણ પર્યાય, નવ તત્ત્વ નવનિધિ સુરતરૂજી;
જીરે મારે નય નિક્ષેપ વિચાર, છઠાણ વર્ણિયા હિતકરૂજીરેજી.
જીરે મારે ધર્મ કર્મ વ્યવહાર, સર્વ પ્રકારે બતાવિયાજી;

જીરે મારે ઉત્સર્ગને અપવાદ, વિધિ નિષેધ ફલાવિયાજીરેજી.
જીરે મારે ગુણઠાણા કર્મ ગ્રંથ, દ્રવ્યાદિક ચાર સીખવ્યાજી;
જીરે મારે નિશ્ચયને વ્યવહાર, નિજપર ગુણ ભલા લેખવ્યાજીરેજી
જીરે મારે દ્વીપસાગર ગિરિકુંડ, નદીક્ષેત્ર નિગોદીયાજી;
જીરે મારે આરા આંતરાપાઠ, આદિ અનાદિ પ્રબોધિયાજીરેજી.
જીરે મારે જીવ ઇશ્વર કર્મ લોક, સાંગો પાંગ જે ભાખિયાજી;
જીરે મારે ન્યાય વ્યાકરણ અધિકાર, જોતિષ નિમિત પ્રકાશીયાજી.
જીરે મારે ખટદર્શનમાં સાર, ભલા વચન જે દેખિયેજી;
જીરે મારે પ્રવચન સમુદ્ર અથાહ, છાંટા ઉડયા ઇમ લેખિયેજીરેજી.
જીરે મારે પૂર્વ પુન્યોદય થાય, ત્યારે જિનમત રૂચિ હોવેજી;
જીરે મારે નમો નમો સ્યાદવાદ, ધર્મરત્ન દર્પણ જોવે જીરેજી.



## બારવૃતની ગુહલી.

( મોહન વાજા વાગીયા—એ રાગ )

શ્રાવક વૃત લીજીએ, લીજીએં ધર્મ વૃત બાર;
શ્રાવક વૃત લીજીએ, કીજીએ સફલ અવતાર. શ્રાવક.
એ નિરતી ચાર, શ્રાવક. ટાલીએ પાપ પ્રકાર; શ્રાવક.
પામીએ શિવ સુખસાર, શ્રાવક. ખોલીએ શિવપુરદ્વાર. શ્રા.
હાંરે જિનપૂજા કરી ભાવશું, હાંરે ગુરૂવંદન બહુમાન. શ્રા.
હાંરે નંદી મહોત્સવ માંડીયે, ગાજા વાજા ગીતગાન. શ્રા.
હાંરે સમકિત મૂલ આરોપીએ, સાખા સમવૃત બાર; શ્રા.

સુરનર સુખપત્ર ફૂલડાં, ફુલ તે શીવ સુખ સાર. શ્રા.
બાર અવ્રુત વોસરાવીને, આદરો શુભવૃત બાર; શ્રા.
બાર કષાય દૂરે કરો, ભાવો ભાવના બાર. શ્રા.
હાંરે બાર અંગ આરાધતા, પામે બારમુ ગુણુઠાણુ; શ્રા.
આનંદ સંખને પોખલી, લહેશે પદ નિર્વાણ. શ્રા.
કરણુ કોટી જોગ પાલવા, ટાલો સકલ અતિચાર; શ્રા.
એકવીસ ગુણુ આરાધવા, દીપે શ્રાવક કુલાચાર. શ્રા.
હાંરે જઘન મજમ ઉત્કૃષ્ટથી, આરાધના કરનાર; શ્રા.
મહા શ્રાવક પદવી લહે, પામે ભવજલ પાર. શ્રા.
હાંરે લઘુનંદન જિનરાજનાં, જય જય શ્રાવક સંઘ; શ્રા.
ધર્મ રત્નના થાંભલા, નિર્મલ ગંગ તરંગ. શ્રા.



## બારવૃતની ગહુલી.

( મન મોહનમેરે બીજી તારાદ્રષ્ટિમાં મન—એ રાગ. )

વૃત ધારી વૃત આદરે, મન મોહન મેરે;
ટાલે અવૃત દૂરરે, મન મોહન મેરે.
વૃતિપણુ દુર્લભ કર્યું, મન. પાપ કરે ચકચુરરે. મન. ૧
જીવદયા પ્રતિપાલના, મન. ટાલો મિથ્યા વાદરે. મન.
ચોરિ ચિત્ત નિવારજો, મન. ચાખો શીલ સવાદરે; મન. ૨
પરિગ્રહ મર્યાદા કરો, મન. દિશિ પરિમાણ વિચારરે; મન.
ભોગ અને ઉપભોગનાં, મન. દૂષણુ દૂર નિવારરે; મન. ૩

વૃથા દંડ દૂરે તજો, મન. સામાયક સુખકારરે; મન.
દિશા વકાશી પાલવા, મન. પોષધ શિવદાતારરે. મન. ૪
દાન સુપાત્રે દીજીએ, મન. એ બારે વૃત સારરે; મન.
લહે સ્વર્ગ તે બારમો, મન. બારે વૃત ધરનારરે. મન. ૫
એક વૃતપણ ચિત્તથી, મન. કરણ કોટિ ભગ જાલરે. મન.
તદ્ ભવગામી પ્રાણીયા, મન. વરે શીવવધૂ વરમાલરે. મન. ૬
આનંદ જીરણ પોખલી, મન. પૂણીયો પુન્ય પવિત્રરે, મન.
વૃત ચિંતામણી યોગથી, મન. સ્થિરકર્યો ધર્મ ચરિત્રરે. મન. ૭
વૃત્તિ નિર્મલ રાખવા, મન. વૃતની મુખ્ય સહાયરે. મન.
આશ્રિતની લજ્જા રાખશે, મન. ધર્મરત્ન મહારાયરે. મન. ૮



## નવકારવાલીની ગુહલી.

( જયો જયો પ્રથમ જિણંદહો—એ રાગ )

બાર ગુણે અરિહંતજી, સહિયર મોરી આઠ ગુણે સિદ્ધદેવહો;
છત્રીસ આચારાજ ભલા, સ૦ પચ્ચવીસ પાઠક શેવહો.
"શુભ મતિ શિવગતિ દાયિની, સહિયર મોરી નમો નમો—એ ટેક.
"નવકારવાલીહો"સાધુ સતાવીસ ગુણધરે, સ. એ એકસોને આઠહો
એકેક મણિયા ઉપરે, સ. પૂરો નવકારનું પાઠહો. સુભ. ૨
એ પરમેષ્ટીની થાપના, સ. નવકારવાલી સંભાલહો;
નાભીથી ઉંચી ગ્રહો, સ. નીચે નધરો માલહો. સુભ. ૩
મોનધરી મન શાંતથી, સ. નિયાણા દોષ નિવારહો;

અક્ષરે અક્ષરે સંપદા, સ. પામે તે નર નારહો. સુભ. ૪
મન વાંછિત ફલ પામીએ, .સ. સીવપદની દાતારહો;
કષ્ટ હરે અભર્યા ભરે, સ. ઇહ પરભવ સુખકારહો. સુભ. ૫;
નવલાખ ગણુશે ભાવથી, સ. આંબીલ તપ કરી જેહ હો;
લબ્ધી સિદ્ધિ પામે ઘણી, સ. દેવ સહાય કરેહહો. સુભ. ૬
ચઉદ પૂરવ ચઉદ લોકનું, સ. સાર આહુમાં સમાયહો;
ધર્મરત્ન નવકારથી, સ. અજર અમર પદ પાયહો. સુભ. ૭



## ભરતક્ષેત્રની ગુહલી.

( જયો જયો પ્રથમ જિણંદહો—એ રાગ )

જંબુદ્વીપની દક્ષિણે, સહિયર મોરી ક્ષેત્ર ભરત મનોહારહો;
ગંગા સિંધુ વૈતાઢયથી, સહિયર મોરી છખંડ અલગ વિચારહો
પુન્યભૂમિ ધર્મભૂમિ દીપતો, સ. જયો જયો ભારત વર્ષહો. ૧
ચોવીસ જિનવર ઉપજે, સ. પદવી ધર નર દેવહો;
કેવલી ગણધર ઉપજે, સ. ભરત અધિષ્ટાતા દેવહો. પુન્ય. ૨
નગરી અયોધ્યા શાસ્વતી, સ. સાડાપચીસ આર્ય દેસહો;
કોરવ પાંડવ ઉપજે, સ. બત્રીસ હજાર નરેસહો. પુન્ય. ૩
કામદેવ નારદ મુનિ, સ. દસારવંશ વિશાલહો;
સિદ્ધાચલ તીરથ ભલો, સ. વાંદો પૂજો ત્રણકાલહો. પુન્ય. ૪
અષ્ટાપદ ગિરનારજી, સ આબુ તારક જાણુહો;
સમેતશિખરગિરિ વાંદતાં, સ. માનવ ભવ સુપ્રમાણુહો. પુન્ય. ૫

ભાગ્યશાલી આ ભરતમાં, સ. પામ્યો નર અવતારહો;
જૈનધર્મ પામ્યો ભલો, સ. ધર્મરત્ન આધારહો. પુન્ય. ૬

---

## ચઉદ સુપનાની ગુહલી.

( માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે—એ રાગ )

માતા ત્રિશલા નિહાળે ચઉદે સોહલા,
સુખભર સુતા સેજલડીરે માંહે;
પહેલે સુપને દીઠો ગજવર દીપતો,
દેખે બીજે સુપને બલદ ઉચ્છાંહે.
"માતા ત્રિસલા નિહાળે ચઉદે સોહલા. એ ટેક ૧
કેશરીસિંહ ત્રીજે સુપને સોભતો.
ચોથે મહાલક્ષ્મીજીમાતા દેખે સાર;
ફુલમાલા દોય દેખે સુપને પાંચમે,
છઠે સુપને નિરખે માતા શશી સુખકાર. માતા. ૨
સહસ્ર કિરણ રવિ દેખે સાતમે,
આઠમે દેખે ઈંદ્ર ધજા મનોહાર;
નવમે કલશ નિર્મલ નીરે ભર્યો,
દશમે દેખે પદમ સરોવર સાર. માતા. ૩
ક્ષીર સમુદ્ર દેખે માતા ઇગ્યારમે,
બારમે સુપને દેખે દેવ વિમાન;
રત્ન રાશિના ઢગલા દેખે તેરમે,

ચઉદમે નિર્ધૂમ અગ્નિ જાજ્વલમાન. માતા. ૪
ચઉદે સુપના દેખી માતા જાગીયા,
આયા સિદ્ધારથ પ્રિયતમની પાશ;
સુપના કેરા અર્થ કહે મહારાજજી,
સુણતાં તનમન થાય ઉલ્હાસ. માતા. ૫
ભોગ અર્થ સુખ જશ કીરતી હોશે ઘણી,
સવાનવ માસે હોશે રાજ કુમાર;
ચઉદે સુપને જીનવરકે ચક્રી હોવે,
મહા મંગલકારી નંદન જગ આધાર. માતા. ૬
ચૈત્ર શુદિની તેરશ તિથિ જનમ્યા પ્રભુ,
મેરૂ શિખરે ઓછવ મોછવ થાય;
જયવંતા શ્રી વીરકુમર મહારાજજી,
ધર્મરત્ન પ્રભુ આપો લાખ પશાય. માતા. ૭

—◦—

## પજોસણની ગુહલીઓ.

( હાંરે મારે ઠામ ધર્મના—એ રાગ )

હાંરે મારે દિવસ ધર્મનાં શ્રાવણ ભાદ્રવ માસજો,
તે માંહે શ્રી પર્વ પજોસણ જાણીયેરે લોલ.
હાંરે મારે ત્રણસેં આઠ દિવસમાં જે જે કીધાં પાપજો,
આઠ દિવસમાં ધોવા ધર્મનાં પાણીએરે લોલ. ૧
હાંરે મારે ભાવિક લોકો સર્વ મલી મન રંગજો;

દેરે અપાસરે દેવગુરૂ આરાધતારે લોલ;
હાંરે મારે તપ જપ પૂજા ભક્તિ ભાવના ઠાઠજો,
અજર અમરપદ શિવતરૂ સુરતરૂ સધતારે લોલ. ૨
હાંરે મારે છઠ અઠમ તપ આઠ કરો અપવાસજો,
માસખમણ ને પાસખમણ તપસા કરોરે લોલ;
હાંરે મારે જીવદયાને જ્ઞાન દાન વિસ્તારજો,
સ્હામીભક્તિ નિર્મલ હૃદયે આદરોરે લોલ. ૩
હાંરે મારે સામાયક પડિકમણા પોસહ વૃતજો,
જીવાજોની લાખ ચોરાશી ખમવીએરે લોલ;
હાંરે મારે ખમત ખામણા કરવા સંઘ સમક્ષજો,
જો રૂઠડા સાજન માજન ખૂબ મનાવીએરે લોલ. ૪
હાંરે મારે સાતે ક્ષેત્રે મદદ કરો ભલે ભાતજો,
ચંચલ લક્ષ્મી ખરચી લહાવો લીજીએરે લોલ;
હાંરે મારે કાયા માયા સફલ કરો ભવ્ય જીવજો,
જન્મ મરણનાં દુખડાં ફેર ન લીજીએરે લોલ. ૫
હાંરે મારે ચઉગતિ ચૂરણ ચોથ સંવચ્છરી પર્વજો,
ચોખે ચિત્તે ચતુર થઈ ચુકો નહિરે લોલ;
હારે મારે ચારે શરણાં ચાર પ્રકારે ધર્મજો,
ચોથા આરાનાં સુખડાં તે મિલસે સહીરે લોલ, ૬
હાંરે મારે પર્યુષણની કથા સુણો ધરી પ્રેમજો,
ત્રિવિધે ત્રિવિધે પાપકર્મ વોસરાવીએરે લોલ;

હાંરે મારે કર્મ નિકાચિત ક્ષયકારણ શ્રી પર્વજો,
આરાધન કરી ધર્મ રત્ન પદ પાવજોરે લોલ. ૭

— ❧ —

## પજુસણની ગુહલી

( આદિ તે અરિહંતનેરે.—એ રાગ )

પર્વ પજોસણ આવિયાંરે, ધર્મ કરો ભવિલોક; સલુણા.
બાર માસમાં મોટકારે, આઠ દિવસ સુભજોગ. સલુણા. ૧
ધર્મધ્યાન કરો ભાવશુંરે, અઠાઈના વ્યાખ્યાન સલુણા;
ચોથ છઠ અઠમ કરોરે, પડિકમણા પચખાણ સલુણા. ૨
કલ્પસૂત્ર સુણો ભાવશુંરે, એકવીશ વર્ષ પર્યંત સલુણા;
વીર કહે ગૌતમ પ્રત્યેરે, તે જીવ મોક્ષ લહંત સલુણા. ૩
મંદ કષાઈ આતમારે, પજોશણે તરીજાય સલુણા;
કુમતિ કદાગ્રહી બાપડારે, પજોશણે ડુબી જાય સલુણા. ૪
બાર માશના પાપનેરે, ધોઈ નિર્મલ થાય સલુણા;
પર્વાધિરાજ પશાયથીરે, તીર્થાધિરાજ થવાય સલુણા. ૫
ત્રણ પાંચ દોય આઠરેરે, સાત આઠ કરો દૂર સલુણા;
ચાર પાંચ દશ બારથીરે, ધર્મરત્ન સુખપૂર સલુણા. ૬

(વાજાવાગ્યારે વાજાવાગ્યા મોહન વાજા વાગીયા—એ રાગ)

મોહન વાજા વાગીયા, વાજા વાગ્યા સીધારથ ગેહ; મો૦
ચૈત્રશુદી તેરશ નિશી, જન્મ્યા વીર કુમાર; મોહન૦

છપન દિગકુમરી મલી, સાચવે નિજ આચાર. મોહન૦ ૧
ચોશઠ સુરપતિ સુરગિરે, કરતાં સ્નાત્ર મંડાણ; મોહન૦
એક ક્રોડ શાઠલાખ છે, કલશાનો પરિમાણ. મોહન૦ ૨
બગો ત્રેપન અભિષેકથી, ઉજવે જન્મ કલ્યાણ; મોહન૦
દેવ દેવી સ્તવના કરે, પૂજે ત્રિભુવન ભાણ. મોહન૦ ૩
પ્રભુ પધરાવે સુરપતિ, નૃપ ઘરે ઉત્સવ સાથ. મોહન૦
વસ્ત્ર યુગલ દડો થાપિને, રત્ન વૃષ્ટિ સુરનાથ. મોહન૦ ૪
અંગુઠે અમૃત ઠવી, નંદીસર ગયા ઇંદ્ર; મોહન૦
ધર્મરત્ન આરાધવા, પૂજો વીર જિણંદ. મોહન૦ ૫



## પજુસણની ગહુંલી.

### સજની મોરી—એ રાગ.

સજની મોરી પર્વ પજુસણ આવ્યારે,
સજની મોરી સંઘ સકળને ભાવ્યારે;
સજની મોરી માસખમણ તપ આદરોરે,
સજની. પાસખમણ તપ આચરોરે. સજની. ૧
સજની. અમારી પડહ વજડાવોરે,
સજની. ધવળ મંગળ વરતાવોરે;
સજની. અઠાઈ છકાઈ તપ કીજેરે,
સજની. પાંચ ચાર પચ્ચખીજેરે. સજની. ૨
સજની. અઠમ ફળ સુખ ચાખોરે,

સજની. સત્ય વચન મુખ ભાખોરે;
સજની. આંગી પુજા ભણાવોરે,
સજની. સંઘ સકળ મળી આવોરે. સજની. ૩

સજનો રૂઠડા સજ્જન મનાવોરે,
સજનો ખમત ખામણા કરાવોરે;
સજની. વ્યાખ્યાન સૂણવા બેસોરે,
સજની. ધર્મ લાભ ફળ લેશોરે. સજની. ૪

સજની. કલેશ કંકાસ નિવારોરે,
સજની. શોભના બાના વિસારોરે;
સજની. પડિક્કમણાં નિત્ય કીજેરે,
સજની. દાન સુપાત્રે દીજેરે. સજની. ૫

સજની. ખમત ખામણા કરી લીજેરે,
સજની. વેર વિરોધ ખમીનેરે;
સજની. સંઘમાં શાંતિ ફેલાવોરે,
સજની. તકરારી વાત ન લાવોરે. સજની. ૬

સજની. કલ્પ વ્યાખ્યાણ વંચાવોરે,
સજની. સુપના પાઠ ભણાવોરે;
સજની. ચોવીસ જિન અધિકારરે,
સજની. થિરાવળી અધિકારરે. સજની. ૭

સજની. સંવત્સરિ દિન આજેરે,
સજની. પડિક્કમણા કરો સાંજેરે;

સજની. બારસો સૂત્ર સુણીજેરે,
સજની. ચૈત્ય પરિપાટી કીજેરે. સજની. ૮
સજની. વાર્ષિક પાતિક જાયરે,
સજની. પજુસણ સુપસાયરે;
સજની. આરાધો સૌ નર નારીરે,
સજની. ધર્મરત્ન પદ ધારીરે. સજની. ૯



## પજુસણની ગુહલી.

### અહોમુનિ સંજમમાં રમતાં—એ દેશી.

અહો ભવિ પર્વ દિવસ આવ્યા ધર્મના બારણાં ઉઘડાવ્યા
પાપ પૂંજ સૌ સળગાવ્યા અહો ૧
ચોમાશી ચઉદશ લેખો ભાદ્રવી ચોથ દિવસ દેખો
કાલિકસૂરિ વચન સદા પેખો અહો ૨
સુકાળના જેમ હોય માસ ધર્મના તેમ એ અધિકાંશ
વાવો આતમ ક્ષેત્રે ખાસ અહો ૩
વિવિધ તપે કાયાને કશીએ દેહરે અપાશ્રયે જઇ વસીએ
પાપથકી પાછા ખશીએ અહો ૪
પજુસણ પર્વ મંગળકારી સેવો સદા સૌ નરનારી
પજુસણ મહિમા જયકારી અહો ૫
સાજન માજન સહુ ભેળા દેહરે અપાશ્રય આવો વહેલા
માસ પાસ અઠ્ઠાઈ કરો તેલા અહો ૬

સંવત્સરી પડિક્કમણા કરવા વર્ષના સકળ પાપ હરવા
સંવત્સરી સૂત્ર હૈયે ધરવા                    અહો ૭
પારણે સ્વામીવત્સળ કરવું ખમી ખમાવી જગત તરવું
ધર્મરત્ન પદ અનુસરવું. અહો ભવિ પર્વ દિવસ આવ્યાં. ૮

---

## અથ ગહુંલી.

### વાણી મીઠીરે મહાવીર તણી—એ દેશી.

જીરે ચાલો પોશાળે ગુરૂને વાંદવા, જીરે વાંચેછે સૂત્ર સિદ્ધાંતરે;
પુણ્યવંતા પ્રાણી, વાણી મીઠીરે માહારા ગુરૂતણી.
જીરે એકાંત વાદને પરિહરી, જીરે સ્થાપેછે મત અનેકાંતરે. પુ૦
જીરે સંસાર અનિત્ય બતાવતા, જીરે કરતા ધર્મ ઉદ્યોતરે; પુ૦
જીરે ભવજળ ડુબતા પ્રાણીને, જીરે તરણ તારણ ગુરૂ પોતરે. પુ૦
જીરે ચાલુ સમય સમજાવતા, જીરે વિચરતા દેશ પ્રદેશરે; પુ૦
જીરે ભાગ્યયોગે આ ગામમાં, જીરે કરવા આવ્યા ઉપદેશરે. પુ૦
જીરે સંઘ સકળ એમ વિનવે, જીરે કરો ચોમાસુ ગુરૂરાયરે;પુ૦
જીરે ધર્માદાખાતાં સુધારશો, જીરે નિર્દોષ થશે સમુદાયરે. પુ૦
જીરે ન્યાત સંઘના તડ ભાંગશે, જીરે કન્યાવિક્રય થાશે દૂરરે;પુ૦
જીરે જ્ઞાનભંડાર પાઠશાળના, જીરે સુધરી જાશે સહુ રૂલરે. પુ૦
જીરે આવા મુનિવરો અમભાગ્યથી જીરે આવ્યા અમારે ગામરે;પુ૦
જીરે ધર્મરત્ન મુનિ બોધથી, જીરે સુધરશે સંઘ તમામરે. પુ૦

---

### સજની મોરી—એ દેશી.

સજની મોરી આજ થયો સુવિહાણુરે, સજની મોરી ચાર્તા
સુણીએ વખાણુરે, સ. ગુરુપાટે બિરાજેરે સ. મહામેઘપરે ગાજેરે. ૧
સ. વર્ષે અમૃત વાણીરે, સ. સભાક્ષેત્રમાં પાણીરે;
સ. ઉગ્યા અન્ન અંકુરારે, સ. સમદમ ગુણથી પૂરારે. સ. ૨
સ. નહિ તળાવ ભરાણારે, સ. કીચડ ક્લેશ તણાણારે;
સ. શાંત સુધારસ વૃષ્ટિરે, સ. પરમ સુખી થઇ સૃષ્ટિરે. સ. ૩
સ. દર્દૂર ડૂંડૂં કરતારે, સ. દીવા આગળ સહુ ડરતારે;
સ. સત્ય સદા તરી આવેરે, સ. જૂઠ જડામૂળ જાવેરે. સ. ૪
સ. તરૂ નવપલ્લ થાયરે, સ. ફળફૂલ બહુ ઉભરાયરે;
સ. ક્ષેત્રમાં ધાન્ય અપારરે, સ. સુખી થાય સંસારરે. સ. ૫
સ. એ ઉપનય સંભાળોરે, સ. પછી કરો સરવાળોરે;
સ. ફળ મળે સ્વર્ગને મોક્ષરે, સ. પ્રત્યક્ષ અથવા પરોક્ષરે. સ. ૬
સ. ઉપદેશની બલિહારીરે, સ. સુધરશે કેઈ નરનારીરે;
સ. ધર્મરત્ન પદ પામેરે, સ. પહોંચે પરમપદ ધામેરે. સ. ૭



### પજોસણની ગહુલી.

( સજની મોરી પાર્શ્વ જિનેશ્વરજી—એ રાગ. )

સજની મોરી પર્વ પજુસણ આવ્યારે,
સજની મોરી ધરમી જન મન ભાવ્યારે;
સજની મોરી ભાગ્યશાલી સાવધાનરે,

સજની મોરી સાંભળે સુત્ર વખાણુરે. ૧
સજની મોરી છઠ અઠમ અઠાઇરે,
સજની મોરી જીવદયા સુખદાઇરે;
સજની મોરી ઓછવ અધિક મંડાણુરે,
સજની મોરી અમારી પડહની આણુરે. ૨
સજની મોરી કલહ કદાગ્રહ છંડોરે,
સજની મોરી ધર્મ કરવા સહુ મંડોરે;
સજની મોરી આઠ કરમ ક્ષય માટેરે,
સજની મોરી આઠ દિવસ શિર સાટેરે. ૩
સજની મોરી સ્નાત્ર પુજા શાંતિ સ્નાત્રરે,
સજની મોરી વરઘોડા જલ જાત્રરે;
સજની મોરી સ્વામી વચ્છલ માલ પાણીરે,
સજની મોરી મીઠા ભોજન મીઠી વાણીરે. ૪
સજની મોરી સાજન માજન આ ારે,
સજની મોરી ગુરૂજીને મોતીડે વધાવોરે;
સજની મોરી ખમત ખામણા ખરા ભાવેરે,
સજની મોરી ચોરાશી ફરી નાવેરે ૫
સજની મોરી સાચા સગા સ્વામીભાઇરે,
સજની મોરી ધરમની સાચી સગાઇરે,
સજની મોરી વરશના પાતિક ધોવારે,
સજની મોરી સંવચ્છરીના સુખ જોવારે. ૬

સજની મોરી માનવભવ અજવાલોરે.
સજની મોરી આલોવી પાપ પખાલોરે;
સજની મોરી શિવમારગ વિશામોરે,
સજની મોરી ધર્મરત્ન પદ પામોરે. ૭



## તપશા વિષે ગહુલી.

### મોહન વાજા વાગિયા—એ દેશી

મોહનવાજા વાગિયાં વાજા વાગીયાં તપસીને ઘેર. મોહન. ટેક
કર્મ નિકાચીત ટાળવા તપ ધર્મ કરો દઢ ટેક
ધરો એ વિવેક. મોહન.
ક્ષણ ભંગુર દેહ પામી કરી ધરો તપસ્યા વજ્રસબાહ
થશે કર્મ ઉદ્દાહ. મોહન. ૧
અહાર સંજ્ઞા અતિશય વાધતાં જાય સાતમીનર્ક મેઝાર
તંદુલિયો અધીકાર. મોહન.
મેરૂ જેવા ગંજ ભક્ષના કીધાં જીવે અનંતીવાર
નહિ કર્યો વિચાર. મોહન. ૨
તપ ખડ્ગ ગૃહી લડો જોસથી કરો કર્મ કઠિણ ચકચૂર
દીપે નિર્મળ નૂર. મોહન.
અષ્ટ સિદ્ધિ અઠવીસ લબ્ધીઓ દેવ દેવી કરે સહુ સેવ
મ્હોટો તપ દેવ મોહન. ૩

ઉદર ભરી જે જીવડા પિંડ પોષણીયા જે નરનાર
પડો ફિટકાર મોહન. ૪
કષ્ટ સાધ્ય દુઃસાધ્ય જે કામ છે તપથી સવી થાય
જરૂર જણાય. મોહન. ૫
વીશસ્થાનક તપ સેવીને જીવ થયા જિનરાય
પામ્યા પ્રભુતાય મોહન. ૬
નવપદ પંચમી ચઉદશી પડિમા વહે જેહ
થાય નિર્મળ દેહ મોહન. ૭
એકસો ત્રેવીશ તપ ભેદ છે કરનાર છે ધન્ય
બાંધે બહુ પુન્ય મોહન. ૮
નિરાશંશપણે તપ આદરો ધરો તપ ગુણ ધ્યાન
કરો ન નિદાન મોહન. ૯
મોહ મમતા મૂર્છા પરિહરી દેહ દુખે મહા ફળ થાય
સિદ્ધાંતે ગવાય મોહન. ૧૦
વીર પ્રભૂ તપ આદર્યો ધન્ન ઢંઢણ સંત
ઋષભ ભગવંત મોહન. ૧૧
અર્જુનમાલી ભવ તર્યો દ્રઢ પ્રહારી પ્રસિદ્ધ
થયા બહુ સિદ્ધ મોહન. ૧૨
નેવુ અંતગડ કેવળી મુનિપતી સમરાદિત્ય
ધરો તમે ચિત્ત મોહન. ૧૩
એમ અનંત સિદ્ધિ વર્યા તપ ગુણનો મહિમાય
પાપ દૂરે પળાય મોહન. ૧૪

ક્ષમા સહિત તપ આદરો ધર્મરત્ન પદ થાય
જગમાં પૂજાય. મોહન. ૧૫

—•• ••—

## જીવ કાયા વિષે ધોળ.

( મલ્હારરાવ પાછા વેલા પધારજોરે—એ દેશી )

કાયા કામિની વિનવેરે, સુણ સુણ પિયુડા વાણુરે; ચેતનરાય.
પાછા વેલા પધારજોરે.
પ્રીતિ અનાદિની તોડીનેરે કેમ ચાલ્યા મહેરબાનરે. ચે. ૧
પાળી પોષી મોટી કરીરે બાંધ્યો ગાઢો પ્રેમરે, ચે.
પ્રેમ પનોતિહું પ્રેમદારે એકદમ ચાલ્યા કેમરે. ચે. ૨
ફેશનની પ્રીશિયારીમાંરે, ટાપટીપ બહુ કીધરે; ચે.
છૂટા છેડા કરી સાહીબારે, કેમ લાંબીવાટ લીધરે. ચે. ૩
હું અબળા સમજુ નહિરે, ત્હારી ગોઝારી ટેવરે; ચે.
નિપટ નિહેજા કેમ થયારે, મનમા ન રાખી ખેવરે. ચે. ૪
જન્મપર્યંત સાથે રહીરે, ખૂબ લડાવ્યા લાડરે; ચે.
એટલો મશીઃ આશું કર્યુંરે, જુઓ તપાસી નાડરે. ચે. ૫
તુમવિણુ એક્લી નહિ રહુંરે, બાળી દેશે મુને લોકરે; ચે.
ઘરમાં ઘડી નહિ રાખશેરે, મૂકશે લોકો પોકરે. ચે. ૬
ચેતન કહે સુણ કામિનીરે, આ ઘરની આ રીતરે; ચે.
વાર અનંતી આવું બન્યુંરે, જૂઠી કાયાની પ્રીતરે. ચે. ૭
એમ કહી ચેતન ચાલીયારે, બીજી કાયા લીધી તામરે; ચે.
ધન્ય પુરૂષ એ જાણુવોરે, પામે અશરીરિ ઠામરે, ચે. ૮

શરીર પંચક તજી જે મુઆરે, ખરા વિદેહી તેહરે; ચે.
લોકાગ્રે વાસો વસ્યારે, ધર્મરત્ન પદ એહરે. ચે. ૬

---

## યશોવિજયજી મહારાજની ગુહલી.

( વીર જગત્ગુરૂ વંદના કરીએ—એ રાગ. )

વાચક વીરને વંદના કરીએ, વંદના કરીએ ને ભવજલ તરીએ
એતો વાચક વીરને વંદના કરીએ.
શ્રી યશોવિજય મહા ઉવઝાય, ભણુવા કાશી બનારસ જાય; વા૦
બાર વર્ષ રહી વિદ્યા આરાધી, ગંગા ઘાટમાં સરસ્વતી સાધી;
એતો તુષ્ટિ પુષ્ટિ કરી લહ્યા વરદાન, ગોર્વાણુ વાણીમાં થયા સાવધાન.
રાજ સભામાં વાદ વિવાદ, વાદી જીતીને કર્યો જયનાદ;
ન્યાય શાસ્ત્ર વિશારદનામ, પદવી આપે નૃપતિ તામ. વા૦
તર્કવાદ મહાવાદ સુધાયો, સૂત્રવાદ અતિશય વિસ્તાર્યો;
એકસો દશ નવા ગ્રંથ બનાવ્યા, જૈનના તત્વો પ્રકટ બતાવ્યા. વા૦
જૈન બેરીષ્ટર જીવનયંત્ર, જૈન ધર્મનો મોહન મંત્ર;
કુમાત કુપક્ષને દૂર હઠાવ્યા, જૈનધર્મને શિખરે ચઢાવ્યા. વા૦
સંવત સત્તર પુસ્તાલી વર્ષે, વસંત પંચમી નિર્મલ દિવસે;
ડભોઇ ગામે સ્વર્ગ સિધાવ્યા, ધર્મ રત્ન પદ જેણે દીપાવ્યા. વા૦

---

## આંબિલની ગહુ ી.

[ કાશીમાં આવ્યા ધર્મધુરંધર ધર્મવિજયજી-એ ાગ. ]

આંબિલની ઓળી, આશો ચૈત્રમાં કરવી ભાવથી. એ ટેક,

એની નવપદધ્યાન ધરો ભલા, એની મોક્ષદાયક નવ ભેદરે;
એની કર્મ નિકાચિત ટાલવા, એની પૂરો મનની ઉમેદરે. આ૦
એની દેવ દોય ત્રણ ગુરૂ કહ્યા, એની ચાર ધર્મ સુખકારરે;
એની એ નવપદના ધ્યાનથી, એની પામે ભવોદધિ પારરે. આ૦
એની બાર આઠ ગુણ પૂજીએ, એની છત્રીશ પચવીશ તેમરે;
એની સતાવીશ સડસઠ ભલા, એની એકાવન ગુણ એમરે. આ૦
એની સતરે બાર સભાલવા, એની એ નવપદ ગુણ ઠાણરે;
એની સર્વ મળી ત્રણસે આઠછે, એની આપે પદ નિર્વાણરે. આ૦
એની દ્વાદશ અંગનું સાર છે, એની ચઉદ પૂરવ મૂલ મંત્રરે;
એની સિદ્ધચક્ર પૂજો ભાવથી, એની એછે પંદરીયો યંત્રરે. આ૦
એની શ્વેત રક્તપીત નીલડા, એની શામલા સહુ સુખકારરે;
એની ધવલા ચાર પક્ષ પૂજવા, એની આતમ રંગ દાતારરે. આ૦
એની શ્રીપાલ મયણા એહથી, એની પામ્યા શિવસુખ સારરે;
એની શ્રી વિમલેશ્વર દેવતા, એની ધર્મ રત્ન આધારરે. આ૦



## આંબિલની ઓલીમાં મયણા શ્રીપાલની ગુહલી.

( સાહેબ મોરા જયો જયો પ્રથમ જિણંદહો—એ રાગ )

ગુરૂ વચને તપ આદર્યો, સહિયર મોરી. આંબિલ ઓલી ઉદારહો;
આસો નવદિન સેવના, સહિયર મોરી, સિદ્ધચક્ર મંડલ સારહો.
" શુભમતિ જિનમતિ મહા સંતી, સહિયર મોરી.
નમો નમો મયણા શ્રીપાલ હો. એ ટેક. ૧
સ્નાત્ર પૂજા વિધિથી કરી, સ. જલ સીંચ્યો નિજ દેહહો;

કંચન વરણી દેહડી, સ. વરસ્યા અમૃત મેહહો. સુભ. ૨
અરિહંત સિદ્ધસૂરી નમો, સ. વાચક મુનિ મહારાજહો;
દર્શન જ્ઞાન આરાધવા, સ. ચારિત્ર તપ શિરતાજહો. શુભ. ૩
ચાર વર્ગ ખટ માસમાં, સ. વર્ષમાં હોય હોય વારહે';
એકાશી આંબિલ કરી. સ. સફલ કરો અવતારહો. શુભ. ૪
રોગ શોગ ભય આપદા, સ ઉપદ્રવ દૂર પુલાયહો;
ભુત પ્રેત ગૃહ શત્રુના, સ. સંકટ સહુ ટલી જાયહો. શુભ. ૫
લાભ સુખ જશ સંપદા, સ. મન વંછિત ફૂલ હોયહો;
ઈહભવ પરભવ સુખ હોવે, સ. પાપ મેલ સબ ધોયહો. શુભ. ૬
ઇછા રોધન તપ કરો, સ. સહજ સમાધિ થાયહો;
કર્મટલે ધર્મ તરૂ ફલે, સ. અજર અમર પદ પાયહો. શુભ. ૭
પડિકમણાં હોય ટંકના, સ. કાઉસગ કરો થિર ચિતહો;
ખમાસમણા ગહુંલી કરો, સ. નોકારવાલી વીશ નિત્યહો. શુભ. ૮
ઉજમણા બહુ ભાવથી, સ. ખરચો દ્રવ્ય અપારહો;
આરાધિક પદવી લહો, સ. ધર્મરત્ન બેડા પારહો. શુભ. ૯



## દીવાલાની ગુહલી.

[ વધાવો ગુરૂને મોતીએ—એ રાગ ]

ભવિયાં આશો વદિ અમાવાશ રાતમાંરે,
ભવિયાં વિર પ્રભુ પામ્યા નિર્વાણરે. "દીવાલી પર્વ આવીયાં."
ભવિયાં છઠ કરો ને અઠમ આચરોરે,
ભવિયાં સાંભળો સૂત્ર વખાણરે. દીવાલી. એ ટેક. ૧

ભવિયાં દ્રવ્ય ભાવ પવિત્રતા સાચવીરે,
ભવિયાં નિત્ય નવા કરો મંગલીકરે; દીવાલી.
ભવિયાં લક્ષ્મી પૂજન કરો ભાવનુંરે,
ભવિયાં જમે ખાતા કરો સહ ઠીકરે. દીવાલી. ૨
ભવિયાં દેવવંદન મધ્ય રાત્રિનાંરે,
ભવિયાં સાવધાન રહો આખી રાતરે; દીવાલી.
ભવિયાં વીર સર્વજ્ઞાય નમો કહોરે,
ભવિયાં નોકરવાલી વીશ ભલી ભાતરે. દીવાલી. ૩
ભવિયાં પછી ગણો મહાવીર સ્વામિજીરે,
ભવિયાં પારગતાય નમો જાયરે. દીવાલી.
ભવિયાં દોય હજાર ગણો ભાવથી,
ભવિયાં જેમ ટલે ત્રિવિધનાં પાપરે. દીવાલી. ૪
ભવિયાં ગુરૂ ગૌતમસ્વામી ધ્યાઇએરે,
ભવિયાં સર્વજ્ઞાય નમો કરો જાપરે; દીવાલી.
ભવિયાં વીશ નોકરવાલી જાપથીરે,
ભવિયાં દૂર ટલે સર્વ સંતાપરે. દીવાલી. ૫
ભવિયાં ગૌતમ રાશ પ્રભાતીયાંરે,
ભવિયાં ગૌતમ છંદ સુખકારરે; દીવાલી.
ભવિયાં ગૌતમ પ્રાતેમા પૂજીએરે,
ભવિયાં સફલ હોવે અવતારરે. દીવાલી. ૬
ભવિયાં અંગુઠડેરે અમૃત વસેરે,
ભવિયાં લબધી તણા છે ભંડારરે; દીવાલી.

ભવિયાં શ્રી ગુરૂ ગૌતમ સમરતાંરે,
ભવિયાં મનવંછિત ફલ દાતારર. દીવાલી. ૭
ભવિયાં બેસતે વરસે જુહારીએ,
ભવિયાં ગુરૂ ગૌતમ મ ા રાસરે; દીવાલી.
ભવિયાં બુદ્ધિ વૃદ્ધિ ધર્મરત્ન સંપદારે,
ભવિયાં તપ તેજ લબ્ધિ સિદ્ધિ થાયરે. દીવાલી. ૮

---

## સમ્યકત્વની ગુહલી.

[ નહિ છોડુંરે છબીલા તારો છેડલો—એ રાગ ]

નહિ છોડુંરે છબીલા તારો છેડલો,
મોહનજી મને સમકીત નિર્મલ આપરે;
મેન મોહ્યુંરે મોહન તારા નયનમાં,
મોહનજી કામણગારા નેણહો. નહિ છોડુંરે. ૧
નયન રંગીલા નિરખીને, મો. દૂરે નાઠા પાપહો; નહિ.
લાલચ આપી લોલચ્યો, મો. આવ્યો આપ હજુરહો; નહિ. ૨
રંગરસ વેલા વાલાહા, મો. હવે કેમ રાખો દૂરહો. નહિ.
તુમ દર્શનવિણ રડવડયો, મો. લાખચોરાશી માંહેહો; નહિ. ૩
મોહનગારો તું મલ્યો, મો. ઠેરો હૈડા માંહેહો નહિ.
સમ સંવેગાદિક બહુ, મો. સડસઠ ભેદ પ્રધાનહો. નહિ. ૪
સકલ કારજ સિદ્ધિ સાધવા, મો. સમકીત ગુણમણિ ખાણહો.
અંકાવના સહુ સુન્ય છે, મો. મંડૂક ચુરણ ન્યાયહો; નહિ. ૫

સાધા નહિ નહિ સીજશે, મો. વિણુ સમકીત કોઈ જીવહો.
એકલમલ સુપસાયથી, મો. પામે લાભ અતીવહો; નહિ. ૬
પણ તે તુજ અનુગ્રહ વિના, મો. મલી શકે નહિ લેશહો. નહિ.
છાયા પુરૂષથી પુરૂષનો, મો. દૂર ટલે નહિ કલેશહો; નહિ. ૭
સાચો સમકીત સફલછે, મો. સાચા અગ્નિ સમાનહો. નહિ.
જીઠું એઠું શું કરૂં, મો. સાચો દ્યો મ્હેરબાનહો; નહિ. ૮
કોડ પૂરવ કરણી કરે, મો. રખડયા બહુ સંસારહો. નહિ.
એક સ્વાસમાંહે કેવલી, મો. તે સમકીત આધારહો; નહિ. ૯
પારસમણિ પરસંગથી, મો. લોહા કંચન જોયહો. નહિ.
ધર્મરત્ન સમકીત લહી, મો. પલમાં પાવન હોયહો. નહિ. ૧૦



## થાપનાચાર્યની ગુહલી.

( જીરે મારે જાગ્યો કુંવર જામ— એ રાગ )

જીરે મારે થાપનાચારજ પંચ, ચંદ નગ શુભ ગુણ ભર્યા જીરેજી
જીરે દક્ષણાવર્ત ઉદાર, વિવિધ બિંદુએ અલંકર્યા જીરેજી. ૧
જીરે પંચપ્રસ્થાન પ્રધાન, સૂરી મંત્રના દીપતાજી જીરેજી;
જીરે પંચ સંખ્યા પરિમાણ, પંચ પ્રમાદને જીપતા જીરેજી. ૨
જીરે પંચાચાર વિચાર, પંચ મહાવ્રત પાલવાજી જીરેજી;
જીરે પંચસ્વર સુખકાર, પંચાશ્રવને ટાલવાજી જીરેજી. ૩
જીરે પંચમ શ્રી ગણધાર, સ્વામી સુધરમાં ગુરૂ પદે જીરેજી;

જીરે ગુરૂ અભાવે એહ થાપના, થાપો નિજ હૃદે જીરેજી. ૪
જીરે પંચ સાખે કરો કામ, સફલ હોય મન કામનાજી જીરેજી;
જીરે દૂધે પખાલી એહ, વર્ગ પૂજા કરો ભવીજનાજી જીરેજી. ૫
જીરે વાસક્ષેપ ધન સાર, કેશર સુખડ પૂજીએજી જીરેજી;
જીરે મુહપતિ પંચ ઉદાર, ઠવણી સુંદર લીજીએજી જીરેજી. ૬
જીરે હાથ સાડાત્રણ દુર, અવગ્રહ રાખી થાપવાજી જીરેજી;
જીરે નાભીથી નીચા ન હોય, શિરથી ઉંચા ન રાખવાજી જીરેજી ૭
જીરે ક્રિયા શુદ્ધિનાં મૂલ, એહથી ગુરૂજન સાંભરેજી જીરેજી;
જીરે વિઘન હરે સહુ દૂર, એહની પૂજા જે કરે જીરેજી ૮
જીરે સ્વામી સુધર્મા દેવ, પાટ પરંપરા ચાલશે જીરેજી;
જીરે પંચમકાલ પર્યંત, થાપના ચારજ મ્હાલશે જીરેજી. ૯
જીરે આશાતના પરિહાર, ભક્તિ કરો બહુ શુભ મનેજી. જી.
જીરે ધર્મ રત્ન ગુરૂ દેવ, સ્થિરતા આપો પ્રતિ દિનેજીરે. જી. ૧૦



## સોમસુંદર સૂરિની ગુહલી.

( હાંરે મારે ઠામ ધર્મના સાડાપચવીશ દેશજો—એ રાગ )

હાંરે મારે ઠામ ધર્મનો પાલનપુર છે મુખ્યજો,
જન્મ્યારે જિહાં સોમસુંદર સૂરી સ્વરૂરેલો;
હાંરે મારે ચોદસેં ત્રીશની શાલે જનમ્યા નાથજો
સજ્જન શેઠના કુલમાં પ્રકટયા સુરતરૂરે લો. ૧

હાંરે મારે મ્હાલણુ દેવી માતા ઉર અવતાર જો,
સુરી જયાનંદ ગુરૂ પાસે સંજમ ગૃહેરે. લો;
હાંરે મારે સાતમે વર્ષે ભાઈ બ્હેન બે સાથજો,
કર્મ નિકાચિત ટાલી સમતામાં રહેરે લો. ૨
હાંરે મારે વીસમે વર્ષે આચારજ પદ દીધજો,
ખટ દર્શનનાં ગ્રંથ મહોદધિ નિસ્તર્યારે લો;
હાંરે મારે તપ જપ કરણી કહેતાં ન આવે પારજો,
સમદમ નિર્મલ ગુણુ રઢણુ અલંકર્યારે લો. ૩
હાંરે મારે રાણકપુરમાં ધરણો સાહ પોરવાડજો,
ચઉદ છનુની સાલે ગુરૂ ઉપદેશથીરે લો;
હાંરે મારે નલિની ગુલ્મવિમાન બરાબર દશ્યજો,
ત્રિલોક દીપક બનાવ્યું ભાવ વિશેષથીરે લો. ૪
હાંરે મારે તારંગે શ્રી અજીતનાથ જિન ચૈત્યજો,
જીર્ણોદ્ધાર કરાવ્યું ગોવિંદ શ્રાવકેરે લો;
હાંરે મારે અમદાવાદી સમર સાહ સાહુકારજો,
સિદ્ધગિરિની યાત્રા કરાવી ભાવીકેરે લો. ૫
હાંરે મારે પ્રતિબોદ્ધ બહુ નરનારીનાં વૃંદજો,
દેશોદેશ વિહાર કરી જીત કાશી થયારે લો;
હાંરે મારે પચાસમી પાટે શાશન મહોદય કીધજો,
ઉત્તમ મહિમા થકી જુગ પદવી લહ્યારે લો. ૬
હાંરે મારે ચઉદ નવાણું સાલે સ્વારાગી રોહજો,

કોઈ કહે છે પૂર્વ વિદેહ ઉપનારે લો;
હાંરે મારે સીમંધર જિન પાસે જનમ્યા નાથજો,
ધર્મરત્ન પદ નિર્મલ સુરતરૂ નાથનારે લો. ૭



## ઉપધાન તપના દુહા.

વીર જિનેશ્વર ઉપદિશે, મહાનિશીથ મુજાર;
શ્રુત આરાધન કારણે, તપ ઉપધાન ઉદાર. ૧
પ્રતિષ્ટા શ્રુત જ્ઞાનની, તે ઉપધાન કહાય;
જ્ઞાનાવરણી કર્મનો, ક્ષય ઉપશમ જિમ થાય. ૨
જ્ઞાન દર્શન ચારિત્રનું, આરાધન ઉપધાન;
ત્રિકરણ શુધ્ધે ભાવથી, "નમો નમો ઉપધાન." ૩
ચોદ પૂરવનું સાર છે, પંચ પરમેષ્ટી જાણ;
સર્વ મંગલનું મૂલ છે, નમો નમો ઉપધાન. ૪
ગુરૂ લઘુ અક્ષર સંપદા, પંચ પ્રસ્થાન પ્રધાન;
વિધિ જોગે ફલ પામીએ, નમો નમો ઉપધાન. ૫
પડિકમણા પદ સંપદા, દ્રવ્ય ભાવ બહુ માન;
પાપ કર્મ દુરે કરે, નમો નમો ઉપધાન ૬
શક્ર સ્તવથી પુજીએ, અરિહંત શિવ ભગવાન;
ગુરૂ લઘુ અક્ષર સંપદા, નમો નમો ઉપધાન. ૭
ચૈત્ય વંદન વિધિથી કરો, તન મન થઇ સાવધાન;

ગુરૂ સાખે ફલ પામીએ, નમો નમો ઉપધાન. ૮
શ્રુત જ્ઞાન જગમાં વડો, જગ દીપક ઉપમાન;
જ્ઞાન સાથે કિરિયા ફલે, નમો નમો ઉપધાન. ૯
ચઉદ ભેદ શ્રુત જ્ઞાનનાં, નંદી સૂત્ર વખાણ;
શ્રુતને વાંદે કેવલી, નમો નમો ઉપધાન. ૧૦
શિદ્ધ સ્તવનાં અર્થનો, કોણ લહે પરમાણ;
અર્થ સહિત આરાધવા, નમો નમો ઉપધાન. ૧૧
ગુરૂ લઘુ અક્ષર સંપદા, પદ ગાથા પ્રણિધાન;
દશ ત્રિક ત્રિક મુદ્રા ગ્રહી, નમો નમો ઉપધાન. ૧૨
નોકરવાલી સાથીયા, કાઉસગ પચખાણ;
ખણાશમણ વિધિ સાચવી, નમો નમો ઉપધાન. ૧૩
શ્રાવક કુલ પુન્યે લહ્યું, જૈન ધર્મ પીછાણ;
તન મન ધનને વચનથી, નમો નમો ઉપધાન. ૧૪
ચિત્ત વિત્તને પાત્રની, ત્રિપુટી દુર્લભ જાણ;
સમય પ્રમાદ કરો નહિ, નમો નમો ઉપધાન. ૧૫
ચાર દોષ દૂરે કરી, ચાર શરણથી બહુ માન;
ચાર ગતિ દુખ ટાલવા, નમો નમો ઉપધાન. ૧૬
છ કાય જીવ રક્ષા કરો, છ સાક્ષી ગુણ ખાણ;
છ આવશ્યક આરાધવા, નમો નમો ઉપધાન. ૧૭
બાહ્ય અભ્યંતર ખટ તપ, ખટ દ્રવ્ય ગુણ જ્ઞાન;
છઠા આરા દુખ ટાલવા, નમો નમો ઉપધાન. ૧૮

કુમારપાલ નૃપતિ પરે, સંઘ ભગતિ બહુ માન;
ધર્મરત્ન આરાધવા, નમો નમો ઉપધાન. ૧૯



## ઉપધાનની ગુહલી.

( હાલો હાલો હાથી ઘોડા શણગારોરે—એ રાગ )

સુણો પાંજરાવાસી સૂડારે, ઉપધાન વૃત વહો રૂડારે;
પાપી પાંજરા માંહે શું રાચોરે, હાડ માંસનું પિંડછે કાચોરે. સુ૦
શ્રવણ મનન કરો એક વાતરે, નિદિધ્યાશ અર્થ વિખ્યાતરે,
નિદિધ્યાશન તે ઉપધાનરે, જેથી જીવ હોવે સાવધાનરે. સુ૦
નિજ સ્વરૂપની છાયા સેવોરે, પરરૂપને પરહી દેવોરે;
એ નિશ્ચયથી ઉપધાનરે, એમ ભાંખે શ્રી વર્દ્ધમાનરે. સુ૦
જે દ્રવ્ય તે ભાવનું દાતારે, ઉપધાન વહો ફલ દાતારે;
સૂત્ર અર્થ તદુભય સાધોરે, ગુણઠાણું પંચમ આરાધોરે. સુ૦
પરાધીન પણે દુખ દીઠારે, સ્વાધીનનાં સુખડાં મીઠારે;
જો ચાહો પોપટ પ્રાણીરે, તો વહો ઉપધાન સુજ્ઞાનીરે. સુ૦
અષ્ટાદશ પાપ નિવારોરે, અષ્ટાદશ દિવસ સુધારોરે;
મદ આઠ પંચેંદ્રિય જીતોરે, ચાર દોષનું ટાલો ફજીતોરે. સુ૦
જે પાંજરા માંહે ગોંધાયારે, તેના નામો નરકે નોંધાયારે;
એથી દુર થઈ જે ભાગ્યારે, તે ઉપધાન કરવા લાગ્યારે. સુ૦

મોટો મહિમા છે એ વ્રતનુરે, ટલે પાપ સહુ અવ્રતનુરે;
ધર્મરત્નનું મારગ એછેરે, વિધિવાદ ગ્રંથો ઇમ કહેછેરે. સુ૦



## ઉપધાનની ગહુલી.

[સાહેબ મોરા જયો જયો પ્રથમ જિણંદહો–એ રાગ]

ત્રિગડે બેઠા વીરજી, સહિયર મોરી કરે ઉપધાન પ્રકાશહો;
નિસુણે બારે પરખદા, સહિયર મોરી. આણી મન ઉલ્લાસહો
"સુરતરૂ સુરમણિ સારિખો, સ. જયો જયો તપ ઉપધાનહો." ૧
પંચ મંગલ પરમેસ્વરૂ, સ. મો. મહા શ્રુત સ્કંધ જાપહો;
પંચ પરમેષ્ટી ધ્યાવતા, સ. મો. નાશે દુરિત સંતાપહો. ૨
પ્રતિક્રમણ શક્ર સ્તવ કરો, સ. મો. ચૈત્યવંદન શ્રુત પાઠહો;
સિદ્ધ બુદ્ધ સ્તવના કરો, સ. મો. પાપ કર્મ નાશે આઠહો. ૩
સમય પ્રમાદ કરો નહિ, સ. મો. ગોયમને કહે વીરહો;
ક્ષણ લાખીણો જાયછે, સ. મો. પવિત્ર થશે આ શરીરહો. ૪
પિંડ પોષણીયા જીવડા, સ. મો. અન્નનાં કિડા તેહહો;
ધન્ય ઉપધાનના જીવડા, સ. મો. આરાધે નિજ દેહહો. ૫
નાણ માંડી મહોત્સવ કરો, સ. મો. ખરચો દ્રવ્ય અપારહો;
પ્રભાવના નિજ ધર્મની, સ. મો. નમો નમો તે નરનારહો. ૬
સમવશરણ રચના કરો, સ. મો. તીરથ રચના અઠાઇહો;
સામી વત્સલ પૂજા કરો, સ. મો. ઉપધાન વધાઇહો. ૭

ચિત્ત વિત્તને પાત્રનું, સ. મો. પુન્યે મલ્યો સંજોગહો;
ધર્મરત્ન ઉપધાનથી. સ. મો. પામે વંછિત ભોગહો. ૮



## ઉપધાનની ગુહલી.

( ભરત નૃપ ભાવશુંએ—એ રાગ )

સુત્ર અર્થ તદુભય તણાએ, ગુણમણિ રયણ ભંડાર;
વહો ઉપધાનને એ
એક સાધે સબ સિદ્ધ થાશેએ, ઉપધાન વૃત શ્રીકાર. વહો. ૧
મંત્ર વિના અક્ષર નહિએ, અક્ષર વિણ નહિ જ્ઞાન; વહો.
જ્ઞાન વિના કરણી નહિએ, કરણી વિના ન કલ્યાણ. વહો. ૨
ભાગ અનંત અક્ષર તણોએ, કર્મથી નહિ લેપાય; વહો.
અક્ષર શ્રુત આરાધતાએ, અક્ષર પદ સુખ થાય. વહો. ૩
એક અક્ષર ગુરૂગમ લહીએ, આરાધન વિધિ થાય; વહો.
કેવલજ્ઞાની તે હોવેએ, આ ગામમાં કહેવાય. વહો. ૪
દ્વાદશ અંગ સહુ ફૂલ દીએ, પ્રવચન માત ફલંત; વહો.
અમૃત ક્રિયા અનુકૂલ હોવેએ, જો ઉપધાન વહંત. વહો. ૫
યોગ વહન મુનિ રાજનેએ, શ્રાવકને ઉપધાન; વહો.
મહાનિશીથે શ્રી મુખેએ, ભાંખે શ્રી વર્ધમાન. વહો. ૬
ગુરૂ સાક્ષીથી જે કરે એ, તપજપ વૃત અનુષ્ટાન; વહો.
સફલ હોવેતે સર્વથાએ, આગમ શિક્ષા માન. વહો. ૭
સામી સામણને પૂજીએએ, દીજીએ દાન ઉદાર; વહો.

ધુજીએ પાપ થકી સદાએ, લીજીએ લાભ અપાર. વહો. ૮
વિધિ પૂર્વક આરાધતાંએ, પામે પદ નિર્વાણ; વહો.
આરાધિક પદ તે લહેએ, ધર્મરત્ન સુખ ખાણ. વહો. ૯



## ઉપધાન તપ સ્તવન ગુહલી.

( રૂડો માસ વસંત ફળી—એ દેશી )

ઉપધાન તપ રૂડો કીજીએ, પામી સુગુરૂ સંજોગ વાલા;
રત્ન ચિંતામણિ રાંકને, મલિયો પુન્ય સંજોગ વાલા.
"ઉપધાન વૃત આરાધીએ" એ ટેક ૧
ખાઇ ખાઈ અન્નના કર્યા, મેરૂગિરિ ઉપમાન વાલા;
માતા ધાવણ ધાવીયાં, સાગરસમ જલ પાન વાલા. ઉપ. ૨
સરીર નિમિતે આચર્યા, મેરૂ જેવડા દોષ વાલા;
તોપણ પામર પ્રાણીને, ન મલ્યો લેશ સંતોષ વાલા. ઉપ. ૩
મહાનિશીથે વીરજી, ઉપધાન તપ વ્યાખ્યાન વાલા;
સફલ હોવે ઉપધાનથી, દેશવૃત્તિ ગુણ ઠાણ વાલા. ઉપ. ૪
ક્રિયા રૂચી જે જીવડા, શુકલ પક્ષી પીછાણ વાલા;
લભ બોધી જાણવા, કરો ક્રિરિયા બહુ માન વાલા. ઉપ. ૫
વિધિ જોગે ફલ પામીએ, નિષ્ફલ સહુ વિધિ હીન વાલા.
ક્રિયા જીવનાં ચરણ છે, ચલનશક્તિ અતિ પીન વાલા. ઉપ. ૬
ઉભય મિલ્યા શિવ સંપદા, અંધ પંગુનો ન્યાય વાલા;
ધર્મરત્ન આરાધવા, ક્રિયા મુખ્ય ઉપાય વાલા. ઉપ. ૭



# વૈરાગ્યની ગુહલી.

( ભરત નૃપ ભાવશું—એ રાગ ).

શિવસુખ મૂલ પીછાણીએ, ગુણનિધિ શ્રી વૈરાગ્ય;
નમું વૈરાગ્યને એ.
સકલ ધર્મ શિર શેહરોએ, અટલ અગાધ સોભાગ. નમું. ૧
ભાવના બાર અલંકર્યોએ, પાપ તિમિર દિનકાર નમું.
પાપ અણુજણુ કાપવાએ, શુદર્શન ચક્ર ધાર. નમું. ૨
ખટખંડ રાજ્યની સાહેબીએ, વોશરાવે તતકાલ; નમું.
તે વૈરાગ્યની સહાયથીએ, પલમાં થાય નિહાલ. નમું. ૩
વેશ્યા ઘર વાસો વશ્યારે, વૈરાગી અણુધાર; નમું.
વંશાગ્રે કેવલ લહ્યાએ, તેર બેસે ભવપાર. નમું. ૪
માલી કસાઇ ચોરટાએ, હત્યારા ભવપાર; નમું.
હાથી હોદે શિવપદ લહ્યાએ, અરીશાભવન મુઝાર. નમું. ૫
ભય ભારિત સંસારમાંએ, નિર્ભય એક વૈરાગ્ય; નમું.
ચોરાશી દુખ ટાલવાએ, એકલમલ વૈરાગ્ય. નમું. ૬
ભાવાંતર સંચિત ભલાએ, પુન્ય ઉદય જબ હોય; નમું.
ખટકારક અનુકુલથીએ, પામે પ્રાણી કોય. નમું. ૭
ધનધન તે વેલા ઘડીએ, ધન જીવન સોભાગ્ય; નમું.
ધર્મરત્ન પદ આપવાએ, ઉદય આવે વૈરાગ્ય. નમું. ૮

—❋—

# વૈરાગ્યની ગુહલી.

[ આવો આવો જશોદાનાકંત અમઘર આવોરે—એ રાગ
મન મોહનજી મહારાજ કાજ સુધારોરે;
નહી માનવનો અવતાર એલે હારોરે. એ ટેક

એમ વીનવે સુમતી નાર, બે કર જોડીરે;
બહુ વીતી ગઈ પ્રાણનાથ, બાકી છે થોડીરે. મન. ૧

નથી દેહ તમારો એહ છેહ એ દેશેરે,
નિગુણા સાથે નેહ નહિ નિર વહેશેરે;
ધન ધાન કુટંબ પરિવાર ભાર ઉપાડોરે,
આખર અણીએ એહ કરશો ઉવાડોરે. મન. ૨

ઠંગ મંગલી સહુ મલી નાથ તમને ફસાવ્યારે,
લુંટી પુન્ય ખજાના માલ લોક હસાવ્યારે;
આવ્યા કોલ કરીને અત્ર તેતો સંભારોરે,
લેખો પુછશે સઘળું તંત્ર નથી ઉધારોરે. મન. ૩

મારૂ મારૂ કરો છો કેમ આવે ન સાથેરે,
બીડી મુઠી લાવ્યા અત્ર જવું ખાલી હાથેરે;
ત્રણ લોકની કીમત જેહ એક શ્વાશમાં જાવેરે,
ગયું વખત ફરી મહારાજ પાછુ ન આવેરે. મન. ૪

છે કુંડા માંહે રતન કાડી શકાતોરે,
છે કરકતલ માંહે મોક્ષ જોઈ શકાતોરે;

દેખો દર્પણમાં મહેરબાન કાયા કાચીરે,
ધર્મરત્નની માનો વાત સઘલી સાચીરે. મન. ૫



## ચંદ્રમાની ગુહલી.

સઝાય, સ્તવન, ગમે તેમાં ચાલશે.

[ વિરતીએ સુમતી ધરી આદરો—એ રાગ ]

વાલો મારો ચંદ્રમા જગમગે, નિશિપતિ શશી ઉડુ નાથરે;
સોળ કળાએ સોહામણો, જ્યો જ્યો ઔષધી નાથરે. વાલો. ૧
શારદ પુનમ ચાંદલો, પીયૂષર સંભર પૂરરે;
ત્રિભુવન તિલક રળિયામણો, કમલિનો હૃદયનો નૂરરે. વાલો. ૨
નિર્મલ ગોળ કલશા કૃતિ, સર્વાંગ સુંદર રૂપરે;
મનહરે નેત્ર દિલ ખુશ કરે, જય જય જ્યોતિ સ્વરૂપરે. વાલો. ૩
જોગી ભોગી મન રંજણો, પંડિત કવિજન મિત્રરે;
સ્વર્ગ ગંગાજલ કમલતુ, અમૃત ઝરણુ પવિત્રરે. વાલો. ૪
નેત્ર જ્યોતિ બલ પોષકો, તાપ સંતાપ હરનારરે;
નખ શિખ અમૃત સીંચતો, તુષ્ટિ પુષ્ટિ કરનારરે વાલો. ૫
સકલ જોતિષ મુખ મંડણો, ખંડણો સકલ તમ સ્તોત્રરે;
અમૃત જલધિ વિસ્તારતો, જય જય ચંદ્ર મહા સૌમ્યરે. વા. ૬
અંગ શ્રાવક શ્રી વીરનો, ચંદ્રમા ઇંદ્ર પીછાણુરે;
વીર પ્રભુ વચન આરાધતો, વિદેહક્ષેત્રે નિર્વાણુરે. વાલો. ૭

શંકર સુરતિ તુંજયો, શંકર ભાલ શણુગારરે;
નિર્મલ શિતલ ચંદ્રતું, જય જય જગત આધારરે. વાલો. ૮
પૂર્ણ અમૃત કલા ધારતો, ધારતો જિનવર બિંબર;
વાંદો પૂજો ભવિ ભાવશું, જય જય શશધર બિંબરે. વાલો. ૯
સરસ્વતી વશે તુજ મંડલે, કવિજન વચન દાતારરે;
બુદ્ધિ વૃદ્ધિ વરદાનદે, ધર્મ.સૂરિ રત્ન વિસ્તારરે. વાલો. ૧૦



## સૂર્યની ગુહલી.

( વિરતીએ સુમતી ધરી આદરો—એ રાગ. )

“વાલો મારો દિનકર દીપતો,” જીવતો તમ રિપુ વૃંદરે;
સહસ્ર કિરણાંકિત શોભતો, જય જય સૂર્ય દિવસેંદ્રરે. વા. ૧
ઉગતો અધિક આડંબરે, લોક ચક્ષુ દિન નાથરે;
ભાનુ ભાસ્કર રવિ રાજતો, ગાજતો ગગન તલ સાથરે. વા. ૨
જઠર વન્હિ બલ પોષતો, શોષતો જલ જડ ભાવરે;
શીતતા મંદતા કાપતો, થાપતો ઉગ્ર સ્વભાવરે. વા. ૩
અર્કભગ અર્યમા દિનપતિ, નભોમણિ દિનમણિ ભાણુરે;
કર્મસાક્ષી જગ નેત્ર તું, લોક બાંધવ ભગવાનરે. વા. ૪
પ્રખરપ્રબલ પ્રતાપથી, ધર્મ નિદાઘ પ્રચંડરે;
દિવ્ય પ્રજ્ઞાબલ પોષતો, જય જય હંસ માર્તંડરે. વા. ૫
શ્રાવક શ્રી મહાવીરનો, વ્રતધર શ્રી સુપ્રતિષ્ટરે;
સૂર્યપદ ભોગવી શિવ જશે, જય જય સમકિત દષ્ટરે. વા. ૬

ત્રિભુવન પૂજ્ય નમનીયતુ, જગતજંતુ સાવધાનરે;
મહા મંગલ શુભ શુકનતું, સહસ્રનામિ ભગવાનરે. વા. ૭
તુજ મંડલ વશે સરસ્વતી, જિનપતિ બિંબ મંગલીકરે;
વાંદો પૂજો ભવિ ભાવશું, સમકિત થાય જેમ ઠીકરે. વા. ૮
મુનિવર ધર્મમાં કરણીમાં, આહારમાં સહાયક નિત્યરે;
ઉપમાં કેવલ વર જ્ઞાનની, જય જય જગત આદિત્યરે. વા. ૯
ગગન તલ દેવતા તુંજયો, તુંજયો ત્રિભુવન મિત્રરે;
ધર્મ વૃદ્ધિ કરો રત્નની, હૃદય મન બુદ્ધ પવિત્રરે. વા. ૧૦



## અગત્યની સુચના.

સર્વે જૈન ધર્માનુરાગી બાંધવોને સવિનય જણાવવાનું કે વીરમગામ શ્રી જૈન ધર્મવિજય પુસ્તકાલયમાં સુરજછાપનું ઉત્તમ કેશર તથા કસ્તુરી બરાસ સોનેરી વરગ, રૂપેરી વરગ, સોનેરી બાદલો, વાસક્ષેપ વીગેરે સામાન એકજ ભાવથી કીફાયતે વેચવામાં આવે છે.

**શ્રી જૈન ધર્મવિજય પુસ્તકાલય.**

**વીરમગામ.**

---

## જાહેર ખબર.

દેરાશરોમાં તથા મંદીરોમાં વાપરવાલાયક અત્યંત સુગંધીદાર અને સુશોભીત અગરબત્તી—કીફાયત ભાવથી વેચનાર.

**શાહ. મફતલાલ માણેકચંદ**

**વીરમગામ.**